કોટમાંથી રૂ ૫૦૦)ની હુંડી રૂ ૧૦૧)ને ભાવે લેઇ મુંબાઇ બીડી. મુંબાઇ વાળે જે સાહુકારપર હુંડી હતી તેની પાસેથી નાણું લીધાં તો આ પાંચેસાહુકાર પોતાના રોજમેળમાં નામું કેમ લખશે?

ઉત્તર. **अ**. અમદાવાદવાળાના પાંચસેં રૂપિઆ મુંબાઇમાં જમા થશે, તે વઢવાણવાળે તેના લખવાથી મોકલાવ્યા છે. માટે આ તમારી વતીની હુંડી થઇ તેથી અમદાવાદવાળો રૂ ૫૦૫) વઢવાણવાળાને ભાવ પ્રમાણે બેઠેલા છે તે વઢવાણવાળાને ખાતે જમા કરશે, અને મુંબાઈવાળાને ખાતે રૂ. ૫૦૦) ઉધારશેને રૂ. ૫) હુંડીઆમણ ખાતે લખશે.

**ब**. વઢવાણ વાળાએ રૂ. ૫૦૫) ખર્ચી મુંબઇની હુંડી ખરીદ કરી, અને અમદાવાદવાળાની વતી તરત મુંબઇ બીડી દીધી. આનું નામું લખવાગાં પ્રથમ રૂ ૫૦૦) હુંડી લખનાર ખાતે ને રૂ ૫) હુંડીઆમણ ખાતે લખશે. શકરાયાનો જવાબ આવેથી રૂ ૫૦૦ ) હુંડી લખનાર ખાતે ને રૂ ૫) હુંડીઆમણ ખાતે જમા કરી આ તમારી વતીની હુંડી છે માટે ખરચેલા રૂ. ૫૦૫) સઘળા અમદાવાદવાળાને ખાતે માંડશે. તિથિ પણ હુંડી લીધાની તારીખની નાંખશે.

**क**. રાજકોટવાળો અમારીવતી મુંબઇ હુંડી લખે છે તે રૂ. ૫૦૦) પ્રથમ હુંડીખાતે જમા કરી ખોખું આવેથી હુંડીખાતે ઉધારી મુંબાઇના જે સાહુકારપર હુંડી લખી છે તેને ખાતે જમા કરશે, તિથિ ભરપાઈનીનાખશે. ને રૂ ૫) હુંડીઆમણ ખાતે જમા કરશે.

**ड**. જેનાપર મુંબઇ હુંડી બીડાઇ છે તે અમદાવાદવાળાને ખાતે રૂ. ૫૦૦) જમા કરશે, હસ્તેમાં વઢવાણવાળાએ ભર્યા લખશે ને તિથિ પોતાને નાણું મળ્યાની નાખશે.

**इ**. મુંબાઈના જે સાહુકારે હુંડીનાં નાણું આપ્યાં છે, તે રાજકોટ વાળાને ખાતે ઉધારીને આપશે. આમાં તેને હુંડીઆમણનો ફાયદો મળે નહિ કેમકે અમારી વતીની હુંડી રાજકોટવાળેલખીછે. તિથિ ભરપાઇ થયાની નાંખાશે.

૫૨. બીજા પાસે જેટલા રૂપિઆ વ્યાજના લેણા નીકળતા હોય તેટલા તેને ખાતે ઉધારી વ્યાજ ખાતે જમા કરવા, અને કોઇના ખાતામાં આપણે વ્યાજ દેવું નીકળે તો તે વ્યાજ તેને ખાતે જમા કરી વ્યાજ ખાતે ઉધારવું. કેટલાક ખાતામાં વ્યાજ કાઢયા પછી અમુક રકમ છૂટ મૂકાય છે. એવે પ્રસંગે વ્યાજ ખરેખરૂં નીકળતું હોય તેટલું ખાતાદારના પેટામાં જમા

યા ઉધાર કરી પછી પેટામાં છૂટ બાદ મૂકી બાકી રહે તેટલી રકમ ખાતા-દારને માથે ચડાવવામાં આવે છે. એજ માથે ચડાવેલી રકમ વ્યાજ ખાતે ઉધાર યા જમા કરવામાં આવે છે.

૫૩. કોઇના ખાતાનો હિસાબ કરી વ્યાજ લે'ણું નીકળતું હોય તે તેને ખાતે ચડાવી વ્યાજ ખાતે જમા કરવું. પછી તે બળદ, ગાય, ભેંસ વ-ગેરે ઢોર તથા દાણો વિગેરે કાંઇ પણ ચીજ આપે તો તે તેને ખાતે જમા કરી ખરીદ ખાતે યા જુદે જુદે ખાતે ઉધારવી. પછી તે રકમો ખાતા-વહીમાં ખતવી ખાતું સરભર* કરી બાકી લેણા નીકળે તે નીચે ઉધાર બાજુ-એ લખી નવો થયેલો ઠરાવ સઘળો ખાતાવહીમાં ત્યાં નોંધવો. આ ઠરાવ વ્યા-જવહીમાં જે ઠેકાણે બાકી કાઢે છે ત્યાં નોંધાતો નથી કેમકે તે બાકી નીચે દેણદારની સહી લેવામાં આવે છે, તેથી દીવાની કાયદાનો તેમાં બાધ નડે છે. દેણા ખાતાનો હિસાબ એથી ઉલટી રીતે લખાય.

## ખાતાવહી

૫૪. રોજમેળમાં જે રકમો જુદે જુદે ખાતે વારંવાર જમા અગર ખર્ચ લખાય છે તે સર્વ રકમો જેને નામે દાખલ કરવાની તે રોજમેળનાં પાનાં પ્રમાણે યાદી કરેલી તેને **ખાતાવહી** કહે છે.

૫૫. ખાતાવહીનો ઉપયોગ એ છે કે અમુક આસામી પાસે લે'ણું દેણું કેટલું છે તે એક ઠેકાણેથી સમજાય છે.

૫૬ અમુક આસામીનું અગર બાબતનું લે'ણું દેણું સમજવાને માટે તેને નામે જે એક ઠેકાણે જમા ખર્ચ રખાય છે તેને ખાતું કહે છે. તે ન રાખીએ તો કોઇ પણ આસામીનું અગર બાબતનું લે'ણું દેણું એક ઠેકાણેથી સમજાશે નહિ.

૫૭ ખાતાવહીના પાનામાં અમુક આસામીનું અગર બાબતનું ખાતું પાડયું હોય તેનું નામ પ્રથમ લખો પછી 'નુંખાતું' લખી છેડે તે કઇ સાલનું તે લખવું. તેની નીચે રોજમેળ પ્રમાણે જમા ખર્ચની નિશાનીવાળી લીટીઓ કાઢવી. એ પ્રમાણે રોજમેળમાં જેટલાં ખાતાં આવેલાં હોય તેટલાં ખાતાં ખાતાવહીમાં પાડવાં જોઇએ. એ બધાં ખાતાં એકદમ પાડતા નથી પણ રોજમેળ ખતવતાં જેમ જેમ જરૂર પડતી જાયછે તેમ તેમ પાડતાજાય

---

* ખાતું સરભર કેમ કરવું તેને માટે સરવૈયામાં કલમ ૬૨ જુઓ.

છે. ગુદસ્ત સાલનાં દેવા લે'ણાનાં ખાતાં તો પ્રથમ પાડી દેવું લેણું લખી લે-ખામાં આવે છે, અને તે ઉતારતી વખત જૂની સાલની ખાતાવહીના-ખાતામાં નવી સાલની ખાતાવહીમાં જે પાને તે ખાતું પાડયું હોય તે અંક તથા ચોપડો કયો તે લખવામાં આવે છે. નવી સાલની ખાતાવહીમાં જૂની સાલની ખાતાવહીના પાનાનો અંક તથા ચોપડો કયો તે નોંધવામાં આવે છે. એમ આગન સાગન કરવાથી ખાતું જોવું સહેલ પડે છે.

૫૮. રોજમેળની રકમો ખાતાવહીમાં ખતવતી વખતે ખાતાવહીમાં જેની તેના ખાતામાં જમાની જમા તરફ ને ઉધારની ઉધાર તરફ લખો તેની આગળ રો. પા. (રોજમેળ પાનું) કરી રોજમેળના જે પાનાપર તે રકમ હોય તે પાનાનો અંક ભરી તેની પાસે મિતિ (મહિનો, તિથિ, વાર) લખવામાં આવે છે. રોજમેળમાં રકમ નીચે બેવડી લીટી દોરી ખા. પા. લખી રાખેલું હોય છે ત્યાં રોજમેળની રકમ ખાતાવહીના જે પાને ખતવી તે પાનાનો અંક ભરી દેવામાં આવે છે. એથી એ રકમ ખાતાવહીમાં ખતવી ગયેલી છે તે, તથા કયે પાને એ માલમ પડે છે. વળી તે ખતવી ગયેલી છે તેના વધારે પૂરાવા સારૂ રકમનો સર્વાળો માથે ભરેલો હોય છે તેની નીચે ૦ શુન્ય કરવામાં આવે છે. આ પ્રમાણે સઘળી રકમો અનુક્રમે ખતવવામાં આવે છે. ઘણા વેપારીઓ જણસવાર ખાતાં ખતવવામાં તેની વિગત લખે છે કે જેથી તે કેટલા મણ યા નંગ સિલકે છે તે ખાતાવહીપરથી ઝટ માલમ પડે છે. અમે નમુનામાં તેમ પણ રાખેલું છે.

૫૯. ખાતાવહીમાંથી ખાતું એકદમ ઝટ જડે, તેને સારૂ ખાતાવહીને પહેલે પાને સાંકળીયું કરવામાં આવે છે. એટલે ખાતાવહીના ખાતાનાંનામ અક્ષર અનુક્રમે લખી તેની આગળ ખાતાવહીના પાનાનો અંક લખે છે. તે જોયાથી કયું ખાતું કયા પાનામાં છે તે ઝટ સમજાય છે. સાંકળિયું કરવાની પદ્ધતિ એક નથી. કેટલાક ગામવાર ખાતાં નોખાં રાખી દરેક ગામમાં જાતવાર યા મહોલ્લાવાર ખાતાં ખાતાવહીમાં પાડે છે, તે મુજબ સાંકળિયું લખે છે અને તેમાં કોનું ખાતું કયે પાને છે એ લખી રાખે છે.

૬૦ દરેક ખાતામાં જગ્યા તેની સાથે લેવડદેવડના પ્રમાણમાં બાર માસમાં કેટલી જોઈશે તેનો વિચાર કરી રાખવી. છતાં ખાતું ભરાઈ જાય તો ખાતાનું સાંધણુ બીજે પાને કરવું. પછી મૂળ ખાતામાં જમા ઉધાર

ની રકમોનો આખર સુધી સરવાળો કરી તે સરવાળો સાંધણુ ખાતામાં જેનો તેની તરફ લખી પાછળ પાને. (      ) મેથી ચોપડે આણે એમ લખવું. તથા મૂળ ખાતામાં નીચે સાંધણુ પાને (      ) મે ચોપડે આણે એમ લખવું.

૬૧ ખાતાવહીમાં અમુકજ ખાતાં હોય એવો કાંઈ મેળ નથી. રોજમેળમાં જેટલા નામથી રકમો જમા ખર્ચ થયેલી હોય છે, તેટલાં ખાતાં ખાતાવહીમાં હોય છે, એક આસામીનું એકજ ખાતું પડે એવો પણ મેળ નથી. એક માણસની જુદે જુદે ઠેકાણે દુકાન ચાલતી હોય તો દુકાનવાર ખાતું જુદું જુદું રાખવામાં આવે છે. કેટલીક વખત ખાનગી ઉપાડ અને દુકાનની ઉપાડનાં ખાતાં પણ નોખાં નોખાં રાખવામાં આવે છે.

૬૨ ખાતાવહીનાં સઘળાં ખાતાં બે પ્રકારમાં આવી જાય છે. ૧ પાકા ખાતામાં, ૨ કાચા ખાતામાં.

**પાકાં ખાતાં** એટલે જે ખાતામાં રકમો એકવાર જમા યા ખર્ચ લખાઇ તે ફરીથી બીજે ખાતે જમા યા ખર્ચ થતી નથી તે ખાતાં.

**કાચાં ખાતાં** એટલે જે ખાતામાં રકમો એકવાર જમા યા ખર્ચ લખાઇ તે વર્ષ આખરે હિસાબ માંડી વાળવાને ફરીથી જમા ખર્ચ કરીને પાકા ખાતામાં લેઇ જવી પડે છે તેવાં ખાતાં.

## રોજમેળ ખાતાવહી વિષે પરચૂરણ સવાલ.

૬૩ ખરીદ ખાતું ને ખર્ચ ખાતાનો મુકાબલો કરો?

ઉત્તર. ખરીદ ખાતે ખર્ચેલાં નાણાં પાછાં મળવાનાં છે પણ ખર્ચ ખાતે ખર્ચેલાં નાણાં પાછાં મળવાનાં નથી.

૬૪ રોજમેળમાં રકમ ખર્ચ થઈ ન હોય છતાં ઉધાર બાજુએ લખાય એવી રકમ કઇ?— ઉત્તર. અંતે સિલક કાઢે છે તે.

૬૫ અનેક જણસોની ખરીદી તથા વેચાણ ખરીદ વકરા ખાતે કર્યું, પછી બાબતવાર દરેક જણસ ખાતે નફો યા ખોટ શી ગઈ તે જાણવું હોય તો કેમ કરવું?—ઉત્તર. જુદી જુદી જણસોના જેટલા જેટલા પૈસા ખરીદ ખાતે લખેલા તેટલા તેટલા પૈસા વકરા ખાતે જમા કરી જણસવાર ઉધારવા. પછી જુદી જુદી જણસોના જેટલા જેટલા પૈસા વકરાખાતે જમા થયેલા તેટલા તેટલા ખરીદ ખાતે ઉધારી જણસવાર જમા કરવા એટલે દરેક જણસવાર નફો યા ખોટ માલમ પડશે.

૬૬ રોજમેળ ને ખાતાવહી એમાંથી વિશેષ યોગ્યતાનો દસ્તાવેજ કયો? ઉત્તર— રોજમેળ એ વધારે યોગ્યતાનો છે. કારણ તેમાં પ્રત્યેક રકમ ની સંપૂર્ણ તપસીલ અને સિલક માલમ પડે છે, અને તે ઉપરથીજ ખાતાવહી કરવાનું બની આવે છે.

૬૭ રોજમેળ ખોવાયો તો પહેલાં પ્રમાણે તૈયાર થાય કે નહિ?— ઉત્તર–અસલ પ્રમાણે તૈયાર થાય નહિ. પરંતુ ઘણું કરીને તપસીલ સિવાય ખાતાવહીપરથી બની શકે.

૬૮ રોજમેળ ખાતાવહીમાં મળતાપણું કેવું છે?–ઉત્તર. સિલક સિવાય બધી વાતે મળતાપણું છે.

૬૯ કોઈ માણસ પાસે લેણું દેણું કેટલું છે તે શા પરથી સમજાય? ઉત્તર.–ખાતાવહીપરથી.

## બ્યાજવહી.

૭૦ સાલ આખરે બ્યાજુ ખાતાનો હિસાબ કરી તેનું જમા ખર્ચ કલમ ૫૨ માં લખ્યા મુજબ નાખે છે. કેટલાક દર વર્ષે બ્યાજુ ખાતાનો હિસાબ કરતા નથી, તેવા લોકો જ્યારે હિસાબ સમજે, ત્યારે બ્યાજ નીકળ્યા પ્રમાણે તેનું જમા ખર્ચ નાખે છે. વળી કેટલાક વેપારીઓ સાલ આખરે બ્યાજ કાઢવાને બદલે વર્ષના અમુક ભાગમાં હિસાબ સમજી બ્યાજ જમા ઉધાર નાખે છે. આવી રીતે બ્યાજ કાઢવાનો વખત જુદો જુદો છે.

૭૧ ખાતાવહીપરથી રકમો લેઈ બ્યાજવહીમાં બ્યાજ કાઢે છે. બ્યાજ કાઢના પહેલાં અરસ્પરસ ખાતું મેળવી જુએ છે, કે રકમ લખવી રહી ગઇ હોય તો માલમ પડે. રહી ગએલી રકમને અચડ (ખાતે નહિ ચડેલી, નહિ નોંધાયલી) રકમ કહે છે. અચડ રકમોનું જમા ખર્ચ છેલ્લા મેળમાં નાખી (મિતિ મૂળની હોય તે પેટામાં લખે છે) ખાતાવહીમાં ખતવે છે, તે પછી બ્યાજ કાઢવું શરૂ કરે છે. જે લોકોને અચડ રકમો [ઘણી રહી ગઈ હોય, નામું બરાબર ચોખું હોય નહિ, તે સખ્સ ખાતું મેળવતી વખતે બ્યાજવહીમાં સઘળું ખાતું પ્રથમ ઉતારી લેછે, તેને સુધાવહી કહે છે. સુધાવહી નીચે બ્યાજ કાઢવામાં આવે છે.

૭૨ બ્યાજ કેમ ગણવું તેની રીત અમે આ પુસ્તકમાં આપી નથી, કેમકે તે રીત સરકારી દેશી હિસાબ ભાગ બીજામાં છે, માટે આ ઠેકાણે આપી

તેના કદમાં વધારો કર્યો નથી. વળી આજ હેતુથી વ્યાજવહીના ચોપડાગાં સઘળા વ્યાજુ ખાતાનાં વ્યાજ ન કાઢતાં નમુના દાખલ બે વ્યાજ કાઢી બતાવ્યાં છે. (૧) સુધાવહી વગર જમા ઉધાર જુદી તેરીખ હોય તેવું. (૨) સુખાવહી બનાવી કાંધાનું વ્યાજ. બીજા ખાતાનાં વ્યાજ જુદા કાગળમાં ગણી રોજમેળમાં નાખેલાં છે.

૭૩, કાંધાનું વ્યાજ ગણવાની રીત બીજાં વ્યાજ ગણવાની રીતના જેવી છે. ફેર માત્ર એટલોજ કે જેટલા રૂપિઆનું કાંધું ગાંડયું હોય, તેટલા બધા રૂપિઆ વ્યાજવહીમાં ઉધાર બાજુએ સામટા ન લેતાં, દરેક હપ્તો જુદો જુદો લેવામાં આવે છે. ને તેની મિતિ હપ્તો ભરવાનો જે દિવસ હોય તે લખાય છે.

૭૪ કેટલોક માલ તેની કીમત અમુક મુદત પછી લેવાનો ઠરાવ કરી વેચવામાં આવે છે. એવી રકમોની મિતિ વ્યાજવહીમાં તેનો વાયદો જે દિવસે પૂરો થતો હોય તે લખાય છે.

૭૫ જમા ઉધાર જુદી તેરીખ હોય તો કાપીઆ વ્યાજની રીતે વ્યાજ કાઢી તારીજમાં જમાનો સર જમા બાજુએ, ને ઉધારનો સર ઉધાર બાજુએ લખી જમા ઉધારની તેરીખ મુજબ વ્યાજ ગણવું. આવા ખાતાનું વ્યાજ જમા ઉધારની રકમોનું જ્યાં સુધી વ્યાજ ગણવું હોય ત્યાં સુધી માસ જુદા જુદા ગણી કઢાય નહિ. ધારોકે આપણે લીધેલી રકમનું વ્યાજ ૦ાા ટકા લેખે, ને આપણે ભરેલી રકમનું વ્યાજ ૦ાા ટકા લેખે છે. હવે આપણે રૂ ૧૦૦) આણ્યા, બે માસ પછી રૂ ૫૦) ભર્યા. તો ચાર માસને અંતે વ્યાજ શું થાય? રૂ ૧૦૦) પ્રથમ આપણે બે માસ રાખ્યા, માટે તેનું વ્યાજ રૂ ૧ાા થયો, બે માસ પછી રૂ ૫૦) ભર્યા માટે રૂ ૫૦) બાકી રહ્યા, તે માસ બે રહ્યા માટે તેનું વ્યાજ રૂ ૦ાા મળી કુલ રૂ. ૨ા વ્યાજના થાય. સળંગ રીતે ગણતાં રૂ ૧૦૦)નું ૪ માસનું વ્યાજ રૂ ૩) તેમાંથી રૂ ૫૦)નું બે માસનું વ્યાજ રૂ ૦ાા જતાં રૂ ૨ાા નીકળે. માટે સળંગ ગણવાની રીતે ન ગણાય.

૭૬ વ્યાજવહીનું વ્યાજ રોજમેળમાં નાખતી વખતે તેના પેટાગાં વ્યા. પા. નાખવું, અને વ્યાજવહીગાં રો. પા. નાખવું. કે જ્યારે તપસીલ જોવી હોય તો માલુમ પડે.

## આંચડમેળ.

૭૭ આ મેળ રોજમેળમાં આસો વદ ૦)) ના મેળ પછી નાખવામાં આવે છે. તે બનાવવાનો હેતુ સાલ આખરે વેપારમાં નફો ટોટો શો થયો, તે નકી કરવાનો છે. તેને માટે નીચેની ત્રણ બાબતપર અનુક્રમે લક્ષ રાખવું.

**अ**. વ્યાજુ ખાતાનું વ્યાજ આસોવદ ૦)) સુધી કાઢી તેનું જમાખર્ચ કલમ પરમાં બતાવ્યા મુજબ નાખવું.

**ब**. આડત દલાલીનો જમાખર્ચ કલમ ૨૮માં લખ્યા મુજબ નાખવો. હુંડીનાં નાણાં નાણાવટીઓ શકારી, યા શકરાવી આપ્યા બાબત એકબીજા પાસે આડત લેછે. આડત કેટલી લેવી, કયે પ્રસંગે લેવી, એ વગેરે બાબતના ઠરાવ પ્રથમથી કરી રાખેલા હોય છે. અરસપરસ આડત સરખીજ લે એવો કાંઇ મેળ નથી. રાજકોટના નાણાવટી અમદાવાદવાળા પાસે સેંકડે દોઢ આના મુજબ આડત લેછે, ને તેમને બે આના મુજબ આપે છે. અમારી વતીની હુંડીમાં હુંડી લખનાર અથવા ખરીદેલી મોકલનાર આડત ભરે છે. તમારી વતીની હુંડીમાં હુંડી મંગાવનાર તેના ખર્ચ ઉપરાંત ઠરાવ મુજબઆડતઆપે.

**क**. નફો અથવા નુકશાન સાલ આખરે શું રહ્યું. તે નકી કરવામાટે જે જે ખાતે છેવટે દેવું યા લે'ણું રહેલું હોય, તે દેવું લેણું આવતી સાલમાં આપવાનું, યા લેવાનું ન હોય, એવાં કાચાં ખાતાં† વટાવખાતામાં લેઇ જવાં. જેમકે ખરીદ વકરાખાતું. જણસવાર પાડેલાં ખાતાં. વ્યાજખાતું, હુંડીઆમણખાતું, ખર્ચખાતું, ભાડાખાતું, ધર્માદાખાતું (લે'ણું હોય તો), ઇત્યાદિ. આ ખાતે નફો થાય, તે એ ખાતે ઉધારી વટાવ ખાતે જમા કરવો અને ટોટો આવે તો એ ખાતે જમા કરીને વટાવ ખાતે ઉધારવો. એટલે દરેક ખાતાં સરભર થશે.

ધર્માદા ખાતે દેવું હોયતો આવતી સાલમાં વાળવું જોઇએ. માટે તેવે પ્રસંગે તે માંડી વાળવામાં ન આવે. ચાંલાખાતું માંડી વાળવાળાં ન આવે, કેમકે તેમાં લે'ણું દેણું હશે. તે પ્રસંગ આવે આપવા લેવાનું છે.

જણસવાર પાડેલાં ખાતાં, ખરીદ વકરાખાતું, ઢોરખાતું એ ખાતે સાલ આખરે નફો યા ખોટ છે તે નકી કરવા માટે પ્રથમ તે તે ખાતે સાલ આખરે વધેલો માલ કેટલો છે તેની તપસીલ કરી તેનો ભાવ સરવાયું કા-

---

† સરકારી રોજમેળમાં એવાં ખાતાંને **માંડી વાળવાનાં ખાતાં કહેછે.**

ઢતી વખતે જે ઉપજી શકે તે લખવો. પછી પ્રત્યેક ખાતે જેટલી કિમ્મત નો માલ જણસે થાય તેટલી કિમ્મત પ્રત્યેક ખાતે ખાતાવહીમાં જમા કરીને વિગતમાં જણાવવું કે **શ્રી વર્ષ આખરે માલ બાકી રહ્યો**. માલની વિગત ખાતામાં જણાવવાની જરૂર નથી કેમકે જુદા ચોપડામાં એ તપશીલ નોંધે છે, તેથી એ પાનું ત્યાં ટાંકે છે. ત્યાર પછી તે ખાતાના જમા ઉધારના સર્વાળા કરી નફો યા ટોટો રહે, તે ઉપર બતાવ્યા મુજબ આચડમેળમાં નાખી વટાવ ખાતામાં લેઇ જવો.

છેવટે વટાવ ખાતાના જમે ઉધારના સર્વાળા કરી બાદબાકી કરવી. જો જમાનો સર્વાળો મોટો હોયતો બાદબાકી જેટલો નફો જાણવો, નહિતો ટોટો જાણવો.

## સરવાયું.

૭૮ સાલ આખરે વેપારમાં નફો અથવા ટોટો શો થયો, તથા દેવું લે'ણું કેટ કેટલું અને કોની કોની પાસે છે, તે જાણવા માટે જે તારીજ કરવામાં આવેછે તેને **સરવાયું**[1] કહે છે.

૭૯ સરવાયું ખાતાવહી પરથી અને તેને છેલ્લે પાને કરવામાં આવે છે.

૮૦ જે જે ખાતાનું દેવું લે'ણું આવતી સાલમાં આપવાનું, યા લેવાનું હોય છે, તેવાં સઘળાં ખાતાં* આ સરવાયામાં આવે છે.

૮૧ સરવાયું કાઢવા માટે પ્રથમ સઘળાં ખાતાં સરભર કરી જવાં. ખાતાં સરભર કરવાં એટલે સઘળાં ખાતાંના જમા ઉધારના સર્વાળા કરી, જમાનો સર્વાળો મોટો હોય તો તેમાંથી ઉધારનો સર્વાળો બાદ કરી બાકી રહે તે ઉધાર તરફ લખી ત્યાં **બાકી દેવા** એમ લખવું. જો ઉધારનો સર્વાળો મોટો હોય તો તેમાંથી જમેનો સર્વાળો બાદ કરી બાકી રહે તે જમે તરફ લખી ત્યાં **બાકી લે'ણા** એમ લખવું. પછી સર્વાળો કરેથી બંને તરફના સર્વાળા સરખા થઇ જશે. પછી જમા ને ઉધાર તરફ ખાતું બીડી દેવા માટે આંકડા ઢાંકી દે એ પ્રમાણે બેવડી લીટી દોરવી. ત્યાર કેડે

---

૧ સરકારી હિસાબમાં આ સરવાયા ને **આખર સરવાયું** કહે છે.

* સરકારી હિસાબમાં આવાં ખાતાંને આખર સરવાયામાં જનાર ખાતાં કહે છે.

દેવા જમા તરફ ને લેણા ઉધાર તરફ લખી તે કઇ મિતિના દેવા લેણા રહ્યા, તે લખવું.

૮૨ ખાતાવહીમાં સરવાયું ઉતારતી વખત નીચેની બાબત પર ધ્યાન આપવું.

अ. મથાળે સરવાયું કઇ સાલનું છે,તે લખી જમે ઉધારની નીચે લીટી દોરવી.

ब. ખાતાવહીમાંથી દરેક ખાતાં તપાસી દેવા રૂપિઆ હોય તે જમા તરફને લેણા રૂપિઆ હોય તે ઉધાર તરફ લખી તેની સામે તે માણસનાં નામ તથા ખા. પા. લખવું, કે તેનો હિસાબ જોવો હોય તો સુગમ પડે. સિલકમાં માલ હોય તે કિમ્મત સાથે ઉધાર બાજુ લખાય છે, કેટલાક માલની વિગત ત્યાં નથી લખતા.

क. પછી જમા ઉધારનો સર્વાળો કરી ઉધારના સર્વાળામાં સાલ આખરે રહેલી સિલક મેળવવી, તેથી જો બંને સર્વાળા મળી રહે તો સરવાયું ખરૂં જાણવું.[1]

૮૩ સરવાયાનો તાળો મળી રહે છે તેનું કારણ.

પાછલી સાલનું દેવું = પાછલી સાલનું લેણું + રોકડ સિલક.

ચાલતી સાલમાં દેવું થાય=ચાલતી સાલમાં લેણું થાય + યા–રોકડ સિલક.

---

માટે કુલ દેવા=કુલ લેણું + ચાલતી સાલઆખરની રોકડ સિલક.

## ધંધા પરત્વે નામું રાખવાની પદ્ધતિ

૮૪ સરાફી નામામાં ઘણું કરીને છ ચોપડા રખાય છે તેનાં નામ. ૧ રોકડમેળ, ૨ નોંધ, ૩ આંકડાવહી, ૪ આવરો. ૫ ખાતાવહી, ૬ વ્યાજવહી. મોટા વેપારી પણ આવાજ ચોપડા રાખે છે.

રોકડમેળ—એની અંદર દરરોજ જે રોકડ રકમ આવે ને જાય તે

---

૧ ઘણી વખત પરીક્ષકો પહેલી સાલની શરૂઆતમાં સિલક લખાવે છે, તે પ્રસંગે તે સિલક દુકાનના માલીકને નામે જમા કરવી. કારણ એટલા પૈસા એણે ઘરમાંથી કાઢી વેપાર શરૂ કર્યો એવો ત્યાં અર્થ છે. જો સિલક તા. લેણું એ બંને લખાવે તો જાણવું કે એ દુકાન કેટલાક વર્ષથી ચાલે છે. એવે પ્રસંગે સિલક +લેણા જેટલું દેવું લખાવવુંજ જોઇએ. ન લખાવે તો સમજવું કે એ દુકાનમાં એટલો નફો છે, તેમ ધારી એ બંને રકમનો સર્વાળો વટાવ ખાતે જમા કરવો.

લખવામાં આવે છે. ને સાંજે સિલક કાઢવામાં આવે છે. (સુરીઆમાં રોકડ રકમ રાખી બાકીની રકમ કાઢી નાંખીએ તો રોકડમેળ બને).

**નોંધ**—જેની અંદર રોકડ સિવાયની સઘળી જમાખર્ચી રકમ લખવામાં આવે છે તે. તે બે જાતની છે. ૧ જમેની નોંધ, ૨ ઉધારની નોંધ. જેને ઉધાર કરતાં જમામાં જમાખર્ચી રકમોનું નામું વધારે આવતું હોય તે જમા નોંધ રાખે છે ને જેને જમા કરતાં ઉધારમાં જમાખર્ચી રકમોનું નામું વધારે લખવું પડતું હોય, તે ઉધાર નોંધ રાખે છે. પરચુરણ કાપડ, દાણા, વાસણ, ઇ૦ વેચનારા ઉધાર નોંધ રાખે છે.

જમેની નોંધ લખવામાં પહેલો સળ રૂપિઆનો આંકડો ભરવા માટે રાખી સળંગલાંટો દોરી તેમાં જેને ખાતે તે રકમ જમા કરવાની હોય તેનું નામ લખવામાં આવે છે ને પેટામાં જેને ખાતે તે રકમ ઉધારવાની હોય તેનું નામ આવે છે. ઉધારનોંધમાં જેને ખાતે તે રકમ ઉધારવાની હોય તેનું નામ મથાળે ને પેટામાં જેને ખાતે જમા કરવાની તેનું નામ આવે છે.

કેટલાક મોટા વેપારી જમા ને ઉધારની જુદી જુદી નોંધ રાખે છે, તે સાથે હુંડી નોંધ પણ જુદી રાખે છે.

**આંકડાવહી.**—રોકડમેળ તથા નોંધમાં જમા ખર્ચ થયેલી રકમો જે ચોપડામાં ખાતાવાર ખતવાય છે, તેને આંકડા વહી કહે છે. તે ઘણું કરી રોજને રોજ ખતવે છે, તેને ખતવવાની રીત પાછળ ખાતાવહીમાં આપેલી રીતના જેવી છે.

**આવરો.**—રોકડમેળ, નોંધ તથા બાજવહી પરથી એકંદર નામું કરવાનો ચોપડો. જ્યારે આવરો કરીને ખતાવહી કરી હોય, ત્યારે તે નામું પાકું કહેવાય. કેમકે તે એક ચોપડે ભેગું થયું, વળી બાજીવાર થયું, તેથી નિર્ગુંણ થઈ નક્કી થયું માટે આવરો કરેલો ભૂલ રહેજ નહિ.

રોજમેળ ને આવરાનો મુકાબલો.—રોજમેળમાં સિલક રોજને રોજ કઢાય છે, ને આવરામાં મહિને મહિને કે પંદર પંદર દિવસે સિલક કઢાય છે એટલોજ એમાં તફાવત છે બાજે કાંઇ તફાવત નથી. રોજમેળમાં એક દિવસમાં એક માણસનું ખાતું જમા યા ઉધારમાં એકથી વધારે વાર આવી શકે. કેમકે તેમાં જેમ નામું આવતું જાય તેમ લખવાનો રીવાજ છે, પણ આવરો તો રોકડમેળ ને નોંધપરથી તૈયાર કરવામાં આવે છે, તેમાં પં

દર દિવસ કે મહિનાનો રોકડમેળ પ્રથમ ઉતારવામાં આવે છે. ને એ ઉ-તારવામાં એક માણસની સઘળી રકમો સાથે આવે છે,અને પેટામાં તેની ગિતિ જણાવવામાં આવે છે. તેમજ નોંધ પણ તેની પછી તે મુજબ ઉતારવામાં આવે છે એટલે રોકડમેળ તથા નોંધ ઉતારવામાં એક માણસનું ખાતું એ-કજ વાર જમા યા ઉધારમાં આવેછે. નોંધની જમાખર્ચી રકમો ઊધાર યા જમા કરવામાં પણ એક જાતની હોય તે સાથે લે છે. છેવટે છેલ્લા દિવસના રોકડ મેળ પ્રમાણે સિલક મળેતો આવરો ખરો જાણવો.

જેને આવરાનો મેળ મેળવતાં સર્વાળા બહુ મોટા કરવા પડે છે, તે સિલક કાઢવામાં ભૂલ ન આવે માટે **રોકડ** ખાતું રાખે છે. એટલે રો-કડ રકમ કોઇને ખાતે જમા થઇ તે રોકડ ખાતે ઊધાર, ને કોઇને નામે રો-કડ રકમ ઊધાર થઈ તે રોકડ ખાતે જમા કરવામાં આવે છે. રોકડ ખાતા-ના ઊધારના સર્વાળામાંથી જમાનો સર્વાળો બાદ જાય એટલી સિલક રહેવી જોઈએ. એ ખાતું ખાતાવહીમાં ખતવવામાં આવેછે, ને તેપરથી સિલક તરત જણાઇ આવે છે.

વ્યાજુ ખાતાનું વ્યાજ આવરામાં અચડમેળમાં નાંખવામાં આવે છે.

**ખાતાવહી**—આવરાપરથી ખાતાવાર રકમો ખતવવાનો ચોપડો.

આંકડાવહીને ખાતાવહીનો મુકાબલો.—(૧) આંકડાવહીમાં રોકડમેળ તા. નોંધની રકમો ખતવાય છે ને ખાતાવહીમાં આવરાની રકમો ખતવાય છે, (૨)બંનેમાં રકમો તો સરખી હોય છે પણ આંકડાવહીનું નામું કાચું ગણાય ને ખાતાવહીનું નામું પાકું ગણાય, તેમજ આંકડાવહીપરથી કરેલું સરવાયું કા-ચું ગણાય છે ને ખાતાવહીપરથી કરેલું સરવાયું પાકું ગણાય છે, (૩) આં-કડાવહી દરરોજ તૈયાર કરવામાં આવે છે ને ખાતાવહી ફુરસદ મળે તૈયારકરેછે.

**વ્યાજવહી**—ખાતાવહીપરથી વ્યાજુ ખાતાનો વ્યાજ કાઢવાનો ચોપડો.

૮૫ ખેડુવર્ગ તથા જે વેપારીને લેવડ દેવડ ઘણી થતી નહોય એવા લોક ફક્ત એક ચોપડો ખાતાવહી જેવો રાખે છે તેને **બેહી ખાતાવહી** કહે છે. તેમાં ખાતાવહી મુજબ ખાતાં પાડવામાં આવેછે, ને તેની અંદર દરેક ખાતા-દાર સાથે લેવડ દેવડના પ્રમાણમાં જગ્યા રાખે છે. તેમાં જે રકમ આવે કે જાય તે તે ખાતાદારના ખાતામાં વિગતવાર લખવામાં આવે છે.

૮૬ **કબાલાવહી.**—કેટલાક ભાગમાં વાયદે હારજીતનાં સાટાં થાય

છે, તે સાટાં નોંધી રાખવાની ને તેનો ભાવ ખંડાયે તેનો જમા ખર્ચ નાખવાની ચોપડીને કબાલાની નોંધ કહે છે. જ્યારે કોઇને આપણે માલ આપવાનું સાટું કર્યું ત્યારે નોંધમાં તે માણસને ખાતે માલની કિમ્મત ઉધારાય છે, ને માલ ખાતે જમા થાય છે જો બીજાની વતી માલ આપવા કબુલથઇએ તો માલ ખાતે જમા ન કરતાં તે માણસને ખાતે જમે કરાય છે.આપણે માલ લેવાનું સાટું કર્યું તો જેની પાસેથી માલ લેવાનો કબુલ કર્યો, તેને ખાતે ભાવ પ્રમાણે જેટલા પૈસા થાય, તેટલા જમે, ને માલ ખાતે ઉધાર થાય, જો બીજાની વતી માલ લેવા કબુલ થયા હોઇએ તો માલ ખાતે ન ઉધારતાં તે માણસને ખાતેજ ઉધારવા.

ભાવ ખંડાયે જેને આપણે માલ આપવા કબુલ થયા હતા, તેને ખાતે ખંડાયલા ભાવ પ્રમાણે જે પૈસા થાય, તે જમે કરી, તે માલ ખાતે ઉધારવા. જો બીજાની વતી કબુલ થયા હોઇએ, તો માલ ખાતે ન ઉધારતાં તે માણસને ખાતે ઉધારવા. આપણે ભાવ લેવાનું કબુલ કર્યું હોય, તો ભાવ ખંડાએ માલ ધણી પાસે જેટલા પૈસા લેવાના થાય, તેટલા તેને ખાતે ઉધારી માલ ખાતે જમા કરવા. જો બીજાની વતી માલ લેવા કબુલ કર્યું હોય તો માલ ખાતે જમા ન કરતાં તે માણસને ખાતેજ જમા કરવા.

કબાલાની નોંધ કબાલાની ખાતાવહીમાં ખતવાય છે, તે પરથી દેવુ લેણું નીકળે તે રોજમેળમાં લેવાય છે, ને મિતિ વાયદો પાકયાની નંખાયછે.

**૮૭ જણસવાહી.**—કાપડના ભારે વેપારી જમા ઉધારની નોંધ જુદી રાખે છે, અને માલની ખરીદી તથા વેચાણ સઘળું ખરીદ વકરા ખાતામાં નાખે છે. તેવા લોકો જણુસવાર નફો અથવા નુકશાન શું થયું તે જાણવા માટે જણુસવહી રાખે છે. તેમાં જમા ઉધારની નોંધપરથી જણુસવાર ખાતું ખતવતા જાય છે એટલે તેપરથી સાલ આખરે કેટલો માલ રહ્યો તે જણાય છે, વળી દરેક જણસખાતે શો નફો ટોટો થયો તે પણ જણાય છે. તેપરથી કુલમાલ ને કુલ નફો નકીકરી ખરીદ વકરા સાથે મેળવવામાં વે છે. તે મળી રહે તો નામું સાચું જાણવું.

**૮૮ પરચૂરણ ખર્ચનો હિસાબ રાખવાની ચોપડી.**—રોકડમેળ અથવા રોજમેળમાં દરરોજ પરચૂરણ ખર્ચ લખે તો નામું ઘણું વધી જાય, આને માટે મેળમાંથી બે ચાર રૂપિઆ ખર્ચ ખાતે ઉધારી પરચૂરણ

ખાતાના હિસાબની ચોપડીમાં જમા કરી લે છે, પછી એ ચોપડીમાં જેમ જેમ ખર્ચ થતો જાય છે તેમતેમ નોંધવામાં આવે છે. આવું ઘર સંસારી નામું ભણેલી સ્ત્રી હોય તો રાખી શકે.

ઊપર અમે ધંધા પરત્વે રખાતા ચોપડાની કાંઇ કાંઇ સમજુતી આપી, પણ તે સઘળાના નમુના આ પુસ્તકમાં આપી કદમાં વધારો કર્યો નથી. કેમકે શીખવવાનું એ બીજું પગથીઊં છે. શાળાઓના ધોરણમાં પણ તે વાત દાખલ કરેલી નથી. માટે જરૂર પ્રસંગે તેને માટે **દેશી નામાનીપદ્ધતિ** પુસ્તક બીજું કરવાના વિચારમાં છીએ.

### સરકારી ને દેશી નામાની રીત સબંધી વિચાર.

૮૯ સરકારી રોજમેળમાં માસ આખરે **માસિક તારિજ** કરવામાં આવે છે. એપરથી આખા માસમાં જમા કેટલું ને ખર્ચ કેટલો તે સમજાય છે. તે કરવાની રીત એવી છે કે મહિનામાંના સઘળા દિવસની રકમો જમા તરફની જમા તરફ અને ખર્ચ તરફની ખર્ચ તરફ એક પછી એક માંડીને જુદા જુદા સર્વાળા કરવા. આ સર્વાળો તે મહિનાનું એકંદર જમા ખર્ચ સમજવું. એ જમા ખર્ચ ખરૂં છે તે જાણવા માટે માસની શરૂઆતની સિલક જમા તરફ ને આખરની સિલક ઊધાર તરફ મેળવવી. તેથી બંને તરફના સર્વાળા બરાબર થાયતો જમાખર્ચ ખરૂં સમજવું.

૯૦ રોજમેળમાંની સઘળી રકમો ખાતાવહીમાં ખતવઈ છે કે નહિ, તે જાણવા માટે માસિક તારીજ નીચે **ખાતાંવાર માસિક તારીજ** કરેછે. તે કરવા માટે જે માસની તારીજ કરવી હોય તે માસમાં દરેક ખાતાવાર જમા કેટલું ને ખર્ચ કેટલું તે ખાતાદારના નામની સામે જમાનું જમા તરફ ને ઊધારનું ઊધાર તરફ લખવું. પછી જમા તથા ઊધાર બાજુનો જુદો જુદો સર્વાળો કરવો. જમાના સર્વાળામાં માસની શરૂઆતની અને ઊધારના સર્વાળામાં માસ આખરની સિલક મેળવવી તેથી બંને તરફના સર્વાળા મળી રહે તો ખાતાવહી ખરી ખતવેલી છે એમ સમજવું. જો એકાદ રકમ રહી ગઇ હશે તો તે સર્વાળા નહિ મળે.

ખાતાંવાર માસિક તારીજના લાભ.—ગુમાસ્તો કોઈને ખાતે ખોટી રકમ ઊધારી ખાતાવહીમાં ખતવે નહિ, તો આ તારીજ મળે નહિ, તેથી તેનું કપટ પકડાય. જો તે રકમ ખતવે તોતો તે કપટ પકડાય નહિ. એવું ક-

પટતો હિસાબ કરતાંજ પકડાય. ( ૨ ) ગુમારતો રૂપિઆ લાવી ખાતાવહી માં બારોબાર ખતવી દે તો તે ભૂલ પણ પકડાય, એકેમાં જમા ન કરે ત્યારે તો હિસાબ કરતાં પકડાય.

આ તારીજ સરકારી રોજમેળમાં કરાય છે એટલુંજ નહિ, પણ કેટલાક દેશી વેપારીઓ પણ કરે છે.

૯૧ સરકારી રોજમેળમાં સાલ આખરે **બારમાસિક તારીજ** કરવામાં આવે છે. એથી ચાલતી સાલમાં જમા કેટલું ને ખર્ચ કેટલું તે સમજાય છે. તે બનાવવાની રીત માસિક તારીજના જેવી છે, ફેર માત્ર એટલો કે માસિક તારીજમાં દિવસ વાર જમા ખર્ચ કેટલું તે લેવામાં આવે છે ને બાર માસિક તારીજમાં માસવાર જમા ખર્ચ લેવાગાં આવે છે; વળી માસિક તારીજમાં મહિનાની શરૂઆતની ને આખરની સિલક લેવાય છે ને બારમાસિક તારીજમાં વરસની શરૂઆતની ને આખરની સિલક લેવાય છે.

૯૨ સરકારી સરવાયામાં બે પ્રકાર છે. ૧ આખર સરવાયું, ૨ અવલ સરવાયું. તે બંને સરવાયાં રોજમેળમાં કરી તે પછી ખાતાવહીમાં ખતવવામાં આવે છે.

**આખર સરવાયું** કરવાની રીત.—સાલ આખરે જે જે ખાતે દેવું નીકળે તે તે ખાતે દેવાની રકમ ઉધારી પોતાના ખાતામાં તે રકમ જમા કરે છે, અને જે જે ખાતે લેંણું નીકળે તે તે ખાતે તે લેંણાની રકમ જમા કરી પોતાના ખાતામાં તે રકમ ઉધારે છે.

**અવલ સરવાયું** કરવાની રીત.—વર્ષની શરૂઆતમાં આ સરવાયું કરાય છે. ગઇ સાલ આખરે જે જે ખાતે દેવું રહેલું હોય તે દેવું તે તે ખાતે જમા કરી પોતાના ખાતામાં ઉધારે છે, અને જે જે ખાતે લેંણું રહેલું હોય તે લેંણું તે તે ખાતે ઉધારી પોતાના ખાતામાં જમા કરે છે.

**આખર ને અવલ સરવાયાનો મુકાબલો.**—બંને સરવાયામાં જે જે ખાતે સાલ આખરે દેવું લેંણું રહેલું હોય તે દેવું લેંણું નવી સાલમાં આપવાનું યા લેવાનું હોય છે તેવાં ખાતાં આવે છે, એટલું એમાં મળતાપણું છે. તફાવત—આખર સરવાયામાં જે રકમ જમા તરફ તે અવલ સરવાયામાં ઉધાર તરફ અને ઉધાર તરફ તે જમા તરફ આવે છે, કારણ આખર સરવાયામાં માત્ર ખાતું સરભર કરવાના ઇરાદાથી લેંણું નહિ આવે

જમા કરીએ છીએ, તેમ દેવું નહિ આવે ઉધારીએ છીએ; પણ નવી સાલમાં તો લે'ણું ઉધાર તરફ ને દેવું જમા તરફ રાખવું જોઈએ. આખર સરવાયામાં ખાતાં ખાતાવહીપરથી લેવામાં આવે છે ને અવલ સરવાયાનાં ખાતાં આખર સરવાયાપરથી લેવાય છે.

૯૩ સરકારી રોજમેળમાં સાલની શરૂઆતની ને સાલ આખરની સિલક પોતાના ખાતામાં ખતવાય છે.

૯૪ રોજમેળમાં સાલ આખરે એકંદર તારીજ કરવામાં આવે છે, તેમાં અવલ સરવાયાનું, બારમાસિક તારીજનું, ખાતાં ગાંડી વાળવાનું (અચડ મેળનું) અને આખર સરવાયાનું જમાખર્ચ લેવામાં આવે છે.

૯૫ ખાતાવહીમાં છેવટે ખાતાંવાર એકંદર તારીજ કરવામાં આવે છે. તેમાં ચાલતી સાલનાં સઘળાં ખાતાંના જમા ઉધારના આંકડા લેવામાં આવે છે.

૯૬ સરકારી સરવાયાનો તાળો.—રોજમેળની એકંદર તારીજ ને ખાતાવહીની ખાતાં વાર એકંદર તારીજ એ બેના સર્વાળા મળી રહે તો સરવાયું ખરૂં જાણવું.

૯૭ સાહુકાર લોકો ફક્ત આખર સરવાયું બનાવે છે, અવલ સરવાયું બનાવતા નથી માટે ગઇ સાલની ખાતાવહીપરથી દેવું લે'ણું નવી સાલની ખાતાવહીમાં લે છે. એ કેમ કરવું તેની સમજુતી પાછળ ખાતાવહીમાં બતાવી ગયા. સાહુકાર લોકો આખર સરવાયું બનાવે છે તે પણ રોજમેળમાં નાખી ખાતાવહીમાં લેતા નથી, ખાતાવહીમાંજ બતાવે છે. કેમકે રોજમેળમાં નાખવાથી પોતાની ચોકસ થાપણ બીજાના જાણવામાં આવે. આજ હેતુથી પોતાની ખાતાવહી બીજાને જોવા આપતા નથી, પોતાના ગુમાસ્તા વટીકને પણ ભરોંસો પડયા વગર સોંપતા નથી.



## નીચે આપેલાં મનોયત્નપરથી રોજમેળ, ખાતાવહી તથા વ્યાજવહી બનાવી સરવાયું કાઢો?

**મનોયત્ન ૧ લું.**—સંવત ૧૯૪૧ કાર્તક શુદ ૧ વાર રવેઉ. મોદી. ડોસાભાઇ ગોરધનદાસે ઘરમાંથી રૂ ૫૦૦) કાઢી વેપાર શરૂ કર્યો. રૂ ૨૫) પા. મીઠાભાઈ ડુંગરદાસને ઉછીના આપ્યા. રૂ ૪) પગી મેઘજી ભલાને શા. નથુ હરખચંદને ઘેરથી અપાવ્યા.

**મનોયત્ન ૨ જું.**—માગશર શુદ ૧ વાર સોમે. પા. મીઠાભાઈ ડુંગરદાસ રૂ ૨૫) ભરી ગયા. ઘી મણ ૨૦) દર રૂ ૧૮) ને ભાવે શા. નથુ હરખચંદને ઘેરથી રોકડેથી લીધું, ને ત્યાંથી મેઘજી ભલાને રૂ ૧) નો ગોળ શેર ૮) અપાવ્યો.

**મનોયત્ન ૩ જું.**—પોષ શુદ ૧ વાર ગરેઉ ઘી મણ ૧૦ વોરા. વખતચંદ હીરાચંદને દર રૂ ૨૦) ને ભાવે રોકડેથી આપ્યું. પા. મીઠાભાઇ ડુંગરદાસને ઘેરથી ઘઉં કળશી ૧૦૦) દર રૂ ૩૫) ને ભાવે ખરીદ્યા, તેમાં રૂ ૧૦૦) રોકડા આપ્યા, બાકીના રૂપિઆનો વાયદો માસ બેનો કર્યો છે. ઘી મણ ૧) પગી. મેઘજી ભલાને રૂ૨૧) માટે આપ્યું, તેમાં તે રૂ ૧૫) રોકડા આપી ગયો, તથા ઘી શેર પાંચ વધવાથી પાછું આપી ગયો.

**મનોયત્ન ૪ થું.**—મહા શુદ ૧ વાર શનેઉ. ઘી શેર ૬) ખાવા સારૂ ઘેર દર રૂ ૨૧) લઇ ગયા. તથા રૂ ૦ાા નો સાબુ, તથા રૂ ૦ાા નાં પોસ્ટ કાર્ડ લીધાં. રૂ ૫) ના પૈસા ૬૫ લેખે લીધા. રૂ ૧૦૦) બાબાશાઈ રૂ ૯૮) મુંબઇગરા આપી લીધા. વઢવાણવાળા શા. માણેકચંદ કેશવજીને રૂ ખાંડી ૨૦) દર રૂ૧૭૫) ને ભાવે શાહ પ્રભુદાસ હરજીવનદાસની દુકાનેથી અપાવ્યું, તેમાં દલાલી સેંકડે ૦ા ટકો મળ્યો. રૂ ૧૦) ૨૦ ની હેમની વીંટી લીધી. સિકંદર નામાની ચોપડીઓ નં૰ ૨૦ દર રૂ ૧ા ની મોદી. ચુનીલાલ બાપુજી પાસેથી રોકડેથી લીધી, તેમાં સેંકડે દશ ટકા કમિશન મળ્યું.

**મનોયત્ન ૫ મું.**— ફાગણ શુદ ૧ વાર સોમે. શાહા નથુ હરખચંદ ને રૂ૫) આપ્યા પણ ઉધારને બદલે જમા કરી ગયા. પા. મીઠાભઇ ડુંગર

દાસને રૂ૩૪૦૦) નો હવાલો વોરા વખતચંદ હીરાચંદ પર આપ્યો. વઢવાણના શાહ. માણેકચંદ કેશવજીએ તેમના ગુમાસ્તા મગન હરીભાઈ સાથે રૂ૫૦૦ મોકલી ઘંઉ કળશી ૫૦) મંગાવ્યા, તેઆપણે દુકાનમાંથી દર રૂ૪૦) નેભાવે ભરાવ્યા. વોરા વખતચંદ હીરાચંદની દુકાને રૂ૫૦૦) મુંબઇગરા તથા રૂ૧૦૦)બાબાશાઈ દર રૂ૮૪ા= ને ભાવે ગુમાસ્તો લીલાધર ભરી આવ્યો. પગી મેઘજી ભલાના ખાતાનો હિસાબ કરી ખૂટતા રૂપિઆ પૂરા કરી રૂ ૫૦) નો મેળ કર્યો, તેમાં મંડામણીના રૂ ૫) કાપી લેઇ તેનાં કાંધાં નં. ૫ માંડયાં. એવી સરતે કે દર માસે રૂ ૧૦) ભરવા. કાંધું ખડે ૧ાા દોડકા લેખે વ્યાજ લેવા ઠરાવ કર્યો છે.

**મનોયત્ન ૬ ઠું.**—ચૈત્ર શુદ ૧ વાર ભોમે. પગી મેઘજી ભલા રૂ૧૦) કાંધાના ભરી ગયો. ઘી મણ ૫૦) બે માસને વાયદે દર રૂ ૧૭ાા ને ભાવે શાહ નથુ હરખચંદનું સહી કર્યું, તેને પેટે બાનામાં રૂ ૨૫) આપ્યા. ઘી મણ ૫ વઢવાણના આડતીયા શાહ માણેકચંદ કેશવજી ઉપર દર રૂ૧૯ાા ને ભાવે મેમણ અલી ઊમર સાથે વેચવા મોકલ્યું. અમદાવાદના પરી. કસળચંદ વછરાજે રેશમી ઘોતીજોટા નં. ૨૦ મોકલ્યા. તેનું ભરતીયું રૂ ૧૨૯ા નું આવ્યું. રૂ ૧ાાા વઢવાણથી રાજકોટ સુધીના ભાડાના મેમણ અલી ઉમરને આપણે આપ્યા.

**મનોયત્ન ૭ મું.**—વૈશાક શુદ ૧ વાર ગરેઉ. પગી મેઘજી ભલાને રૂ ૨) રોકડા આપ્યા ને લખવા ભૂલી ગયા ને યાદ દાસ્તમાં આવ્યા નહિ. રેશમી ઘોતીજોટા નં ૧૫ અઢારઆની કરી બાવા સાળંગગર તુલશીગરને આપ્યા. ઘી વઢવાણ મોકલેલું તેના વેચાણનું ભરતીયું રૂ ૯૨) ૫ નું ચૈત્ર વદ ૫ ની તેરીખનું આવ્યું.

**મનોયત્ન ૮ મું.**—પ્રથમ જેઠ સુદ ૧ શુકરે. પગી. મેઘજી ભલાને રૂ ૨) વૈશાખ સુદ ૧ વાર ગરેઉએ આપેલા તે યાદ આવ્યા. સિકંદર નામાની ચોપડી નં. ૧૫ દર રૂ ૧ાલેખે રોકડેથી વેચી. શાહ નથુ હરખચંદના સહી કરેલા ઘીનો વાયદો થયાથી રૂ ૧૯)ને ભાવે ખંડી વાળ્યું. રૂ ૫૦૦)ની હુંડી રોકડેથી શાહ. નીમચંદ નાનજીને રૂ ૧૦૦ાા ને ભાવે મુંબાઇના ઠા. અમરશી કચરાપર લખી આપી, ભરપાઈ થઇ પ્રથમ જેઠ શુદ ૧૫ વાર ગરેઉ. અમદાવાદના પરી. કસળચંદ વછરાજપર રૂ ૧૫૦૦)ની હુંડી વોરા. વખતચંદ હીરાચંદને ખાતે સ-

રભર ભાવે લખી આપી, તે ભરપાઇ થઇ પ્રથમ જેઠ શુદ ૧૫ વાર ગરેઉ. અમદાવાદના પરી. કસળચંદ વછરાજે આપણાપર રૂ ૪૦૦)ની હુંડી શાહ હઠીસંગ જેચંદને વૈશાક વદ ૧૩ વાર ભોમે લખી આપેલી તેનાં નાણું શાહ ઉમેદ કમળશીને આપણે આપ્યાં.

**મનોયત્ન ૯ મું**—પ્રથમ જેઠ શુદ ૧૫ વાર ગરેઉ.

૧ આપણે રૂ ૧૫૦)ની હુંડી રૂ૯૯॥ ને ભાવે રોકડેથી પરી. કરસનજી મૂળચંદની દુકાનેથી અમદાવાદના પરી. કસળચંદ વછરાજ પરની લેઇ શેઠ. વાડીલાલ પાનાચંદપર બીડી, તેનાં નાણું તેમને બીજા જેઠ શુદ ૧ વાર શનેઉએ ગળ્યાં.

૨ આપણે શાહ નથુ હરખચંદ પાસેથી રૂ ૧૦૦)ની હુંડી નામે લખાવી સરભર ભાવે મુંબાઇના શેઠ લક્ષ્મિદાસ ખીમજીપરની લેઇ ઠા. અમરશી કચરાને બીડી, તેનાં નાણું તેગને બીજા જેઠ શુદ ૧ વાર શનેઉએ મળ્યાં.

૩ વોરા. વખતચંદ હીરાચંદને ઘેરથી રૂ ૧૧૦૦) રોકડા લાવ્યા.

૪ શાહ મનસુખ સુરચંદ કપડવણજના પરી. અગથાભાઇ મોહનલાલની લખેલી ૪૦૦)ની હુંડી અમદાવાદના પરી. કસળચંદ વછરાજપરની પ્રથમ જેઠ શુદ ૧ વાર શુકરની લખેલી લાવ્યા તે ૯૯॥ ને ભાવે લેઈ અમદાવાદ જેની તેનાપર બીડી. જમે ઉધાર થઇ બીજા જેઠ શુદ ૧ વાર શનેઉ.

૫ કપડવણજના પરી. પાનાચંદ કુબેર ઉપરની, લખી અમદાવાદના પરી. કસળચંદ વછરાજની, રાખ્યા શાહ રતનચંદ જેચંદ પાસેથી, હુંડી રૂ ૫૦૦)ની, લખી પ્રથમ જેઠ શુદ ૧૧ વાર રવેઉની, તે દર રૂ ૧૦૧) નેભાવે લેઇ રૂ ૧૦૧)= નેભાવે બાવા. સાળંગગર તુળશીગરને રોકડેથી વેચાતી આપી.

૬ આપણાપર વઢવાણના રહીશ શાહ માણેકચંદ કેશવજીએ રાજકોટના પરી. કરસનજી મૂળચંદ ઉપરની રૂ ૧૮૦૦)ની હુંડી તરત મુદતની લખી પ્રથમ જેઠ શુદ ૧૧ વાર રવેઉની, શાહ કુંવરજી નાથાની લખેલી બીડી, તેનાં નાણું લેઇ તેમાંથી રૂ ૨૦૦)ની હુંડી મુંબાઈના શેઠ લક્ષ્મિદાસ ખીમજી પર મોકલવા લખ્યું. આપણે વોરા. વખતચંદ હીરાચંદ પાસેથી દા. રૂ૦॥ને ભાવે ઠા. અમરશી કચરાપરની ખાતે લેઈ શેઠ લક્ષ્મિદાસ ખીમજીપર બીડી.

૭ ખેડાના શાહ રાયચંદ પૂજાશાહ ઉપર રૂ૨૦૦)ની હુંડી શાહ નથુ હરખચંદને દા. રૂ ૩)ને ભાવે રોકડેથી આપી. ખેડે અવેજ પરી. કસળચંદ વ-

છરાજ ની રૂ ૨૦૦)ની ભલામણુ મોકલી વાળ્યો. ભરપાઇ બીજા જેઠ શુદ ૧ વાર શનેઉએ થઇ.

૮ રૂ ૨૩'૫૦) વોરા. વખતચંદ હીરાચંદને ત્યાં ગુમાસ્તો લીલાધર ભરી આવ્યો છે.

**મનોયત્ન ૧૦મું.**—બીજા જેઠ શુદ ૧ં વાર શનેઉ રૂ૧૧૦ા। ૩ બાવા. સાળંગગર તુળશીગર ને ત્યાંથી રોકડા આવ્યા. રૂ૦)– પોસ્ટકાર્ડ વેચ્યાં.રૂ૧૨) દુકાનના ભાડાના શાહ નીમચંદ નાનજીને સંવત ૧૯૪૧ના રોકડા આપ્યા.

**મનોયત્ન ૧૧ મું**. અચડ મેળવિષે.—વોરા. વખતચંદ હીરાચંદના ખાતાનું ૮ આના, પરી. કસળચંદ વછરાજના ખાતાનું જમા તરફ ૮ આના ને ઉધાર તરફ ૬ આના. ઠા. અમરશી કચરાના ખાતાનું આઠ આના, શેઠ. વાડીલાલ પાનાચંદના ખાતાનું છ આના ને પગી મેઘજી ભલાનું ૧ા। દોકડા લેખે વ્યાજ ગણવાનું છે.

વોરા. વખતચંદ હીરાચંદના ખાતાની ઉપાડનીઆડત દા. ૦)=,પરી કસળ-ચંદ વછરાજની હુંડી ભલામણુ તે શકારી આપે તેને માટે આડત દા.૦)= ને આપણે શકારી આપીએ તેની દા. ૦)–ા। લેખે અને ઠા. અમરશી કચરાના ખાતાની આડત દા. ૦)= લેખે છે.

ઘી દા. ૧૯) ને ભાવે, ઘઉં કળશી દા. ૩૭ ને ભાવે તથા ખરીદ વકરાની રકમ પડતર ભાવે ખંડીવાળવાની છે.



રો, પા. ૧

# રોજમેળ.

શહેર રાજકોટના રહીશ મોદી ડોસાભાઇ ગોરધનદાસનો સંવત ૧૯૪૧ ની સાલનો રોજમેળ.

સંવત ૧૯૪૧ ના કાર્તક શુદ ૧ વાર રવેઉ ઇંગ્રેજી તા૦ ૧૯ માહે અક્ટોબર સન ૧૮૮૪.

જ

૦) ૧। શ્રી ગણેશાય નમઃ.

૫૦૦) મોદી ડોસાભાઈ ગોરધનદાસને ખાતે જમે.
૫૦૦) નગદ રોકડા મુંબઇગરા વેપારસારૂ ઘરમાંથી કાઢયા તેના.

ખા. પા. ૨

૪) શાહ. નથુ હરખચંદને ખાતે જમે.
૪) પગી. મેઘજી ભલાને ખાતે ઉધાર.

ખા. પા. ૨

૫૦૪)

ઉ

૨૫) પા. મીઠાભાઈ ડુંગરદાસને ખાતે ઉધાર.
૨૫) નગદ રોકડા મુંબઇગરા તમોને ઉછીના આપ્યા તેના.

ખા. પા.

૪) પગી મેઘજી ભલાને ખાતે ઉ
૪) શાહ. નથુ હરખચંદને ખાતે જમા.

ખા. પા. ૩

૨૯)

૪૭૫) શ્રી પરાંત જણુસ.
૪૭૪) મુંબઇગરા.
૧) છુટા પૈસા. ૬૪
૪૭૫)

૫૦૪)

સંવત ૧૯૪૧ ના માગશર શુદ ૧ વાર ભોમે તા૦ ૧૮ માહે નવેંબર સને ૧૮૮૪

જ

૪૭૫) શ્રી પરાંત જણસે.

૨૫) પા. મીઠાભાઇ ડુંગરદાસને ખાતે જમે.
ઉ ૨૫) નગદ રોકડા મુંબઈગરા ઉછીના આપેલા તે તમો ભરી ગયા.

ખા. પા.

૧) શાહ. નથુ હરખચંદને ખાતેજમે.

ઉ

૩૬૦) શ્રી ઘીખાતે ઉધાર.
૩૬૦) ઘી મણ. ૨૦) દર ૩ ૧૮) ને ભાવે રોકડેથી શાહ નથુ હરખચંદને ત્યાંથી લીધું તેના.

ખા. પા. ૩

૧) પગી. મેઘજી ભલાને ખાતેઉ.
૧) ગોળ શેર ૮) શાહ. નથુ

રો. પા. ૨

૧) ગોળ શેર ૮) પગી. મેઘજી ભલાને ખાતે ઉધાર.

ખા. પા. ૨

૫૦૧)

હરખચંદને ખાતે જમા.

ખા. પા. ૩

૩૬૧)

૧૪૦) શ્રી પરાંત જણસે.
૧૩૯) નગદ રોકડા મુંબઇગરા
૧) છૂટા પૈસા. ૬૪
૧૪૦)

૫૦૧)

સંવત ૧૯૪૧ ના પોષ શુદ ૧ વાર ગરેઉ તા૦ ૧૮ માહે ડીસેંબર ૧૮૮૪

જ

૧૪૦) શ્રી પરાંત જણસે છે.
૨૦૦) શ્રી ઘી ખાતે જમે.
૨૦૦) ઘી મણ. ૧૦) દર ૨૦) ને ભાવે રોકડેથી. વેરા. વખતચંદ હીરાચંદને આપ્યું તેના.

ખા. પા. ૩

૩૫૦૦) પા. મીઠાભાઇ ડુંગરદાસને ખાતે જમે.
૩૫૦૦) ઘઉં કળશી ૧૦૦) દર ૩ ૩૫) લેખે ખરીધા તે શ્રી ઘઉં ખાતે ઉધારીને.

ખા. પા. ૩

૧૫) પગી. મેઘજી ભલાને ખાતે જમે.
૧૫) નગદ રોકડા મુંબઇગરા. ઘીને પેટે આપી ગયો.

ખા. પા. ૩

૨૧) શ્રી ઘીખાતે જમા.
૨૧) ઘી મ. ૧) પગી. મેઘજી ભલાને ખાતે ઉધાર.

ખા.. પા.૩

ઉ

૧૦૦) પા. મીઠાભાઈ ડુંગરદાસને ખાતે ઉ
૧૦૦) નગદ રોકડા મુંબઈગરા હા. પોતાને ઘઉંખરીધા તેને પેટે આપ્યા. બાકીનારૂ.નો વાયદો માસ એનો કર્યો છે.

ખા. પા. ૩

૩૫૦૦) શ્રી ઘંઉખાતે ઉધાર.
૩૫૦૦) ઘંઉ કળશી૧૦૦ દર ૩ ૩૫) લેખે પા. મીઠા ભાઇડુંગરદાસનેખાતે જમા

ખા. પા. ૪

૨૧) પગી. મેઘજી ભલાનેખાતે ઉધાર.
૨૧) ઘી મણ. ૧) ના હા. પોતે તે શ્રીઘી ખાતે જમાકરીને.

ખા. પા. ૩

૨॥= શ્રી ઘીખાતે ઉધાર.
૨॥= ઘી શેર. ૫)પગી.

રો. પા. ૩

| | |
|---|---|
| ૨॥= પગી. મેઘજી ભગાનેખાતે જમે. ૨॥= ઘી શેર. ૫) વધવા થી પાછું લાવ્યો તે ઘી ખાતે ઉધારીને. | મેઘજી ભગાને ખાતે જમા. |
| ખા. પા. ૩ | ખા. પા. ૩ |
| ૩૮૭૮॥= | ૩૬૨૩॥= |
| | ૨૫૫) શ્રી પરાંત જણસેછે. ૨૫૦) નગદ રોકડા મુંબઇગરા. ૪) અડધા નંગ. ૮ ૧) છૂટા પૈસા નં. ૬૪ ૨૫૫) |
| | ૩૮૭૮॥= |

સંવત ૧૯૪૧ના મહા શુદ ૧ વાર શનેઉ તા૦ ૧૭ માહે જાન્યુઆરી સન ૧૮૮૫

| જ | ઉ |
|---|---|
| ૨૫૫) શ્રી પરાંત જણસે | ૪) ૧૫ શ્રી ખર્ચ ખાતે ઉધાર. |
| ૩)૧૫ શ્રી ઘી ખાતે જમા. ૩)૧૫ ઘીશેર. ૬) દર ૨૧)ને ભાવે ખાવા સારૂઘેર લેઇ ગયા તે ખર્ચ ખાતે ઉધારીને. | ૩) ૧૫ ઘી શેર૬) ખાવા સારૂ દુકાનમાંથી લીધું તેનાઘીખાતે જમા કરીને. ૦॥ સાબુના ગોળા નં. ૨૦ વોરા નુરભાઈ આદમજીની દુકાનેથી રોકડેથી લીધા. ૦॥ પોસ્ટ કાર્ડ નં. ૩૨ ૪) ૧૫ |
| ખા. પા. ૩ | ખા. પા. ૫ |
| ૨૭—। શ્રી વટાવ ખાતે જમા. ૦)—। ૩૫) મુંબઇગરાના ૬૫) લેખે પૈસા લીધા તેના વટાવના. ૧૬) ૩૧૦૦) બાબાશાઇ મુંબઇગરા આપી દર. ૮૪) લેખેશા. મનસુખ સુરચંદના લીધા. તેના વટાવના. ૮॥ ૩ખાંડી. ૨૦ દર ૩ ૧૭૫) લેખે શાહ. માણેકચંદ કેશવજી ગામ વઢવાણ વાળા | ૧૦)૨૦ શ્રી ઘરેણાખાતે ઉધાર. ૧૦)૨૦ હેમની વીંટી નં. ૧) ગ. ૧)ની સોની. ગીરધર રણછોડની દુકાનેથી રોકડેથી લીધી. |
| | ખા. પા. ૬ |

રો. પા. ૪

ને શા. પ્રભુદાસ હ-રજીવનદાસની દુકાને થી અપાવ્યું તેની દલાલીના સેંકડે ટકા ૦ા લેખે.

૨ા સિકંદર નામાની ચોપડી નંગ. ૨૦ દર ૩૧ા લેખે મોદી. ચુનીલાલ બાપુજી પાસેથી વેચાતી લીધી તેની કીમતના ૩૨૫) નું કમિશન સેંકડે ટકા દશ લેખે

૨૭ા—ા

ખા. પા. ૬

૨૮૫ા૨૨ાા

૨૫) શ્રી ખરીદખાતે ઉધાર.

૨૫) સિકંદરનામાની ચોપડી નં. ૨૦ દર ૩૧ા લેખે મોદી. ચુનીલાલ બાપુજી પાસેથી રોકડેથી લીધી તેના.

ખા. પા. ૪

૩૫ા૧૦

૨૪૬)૧૨ાા શ્રી પરાંત જણસે.

૧૪૧) નગદ મુંબઈગરા

૧૦૦) નગદ બાબાશાહી

૫)૧૨ાા છૂટા પૈસા. ૩૨૮ ને ૦ા પાઈ.

૨૪૬) ૧૨ાા

૨૮૫ા૨૨ાા

સંવત ૧૯૪૧ ના ફાગણ શુદ ૧ વારસોમે તા૦૧૬ માહે ફેબ્રુઆરી સને ૧૮૮૫

જ

૨૪૬)૧૨ાા શ્રી પરાંત જણસે.

૫ શા. નથુહરખચંદને ખાતેજમે

૫) નગદ રોકડામુંબઇગરા હા. પોતે લેઇ ગયા.

ખા. પા. ૨

૩૪૦૦) વોરા. વખતચંદ હીરાચંદ ને ખાતે જમે.

૩૪૦૦) હવાલો નં. ૧)પા મોઢાભાઇ ડુંગરદાસને ખાતે ઉધાર.

ખા. પા. ૨

ઉ.

૩૪૦૦) પા. મોઢાભાઈ ડુંગરદાસને ખાતે ઉધાર.

૩૪૦૦) હવાલો નં. ૧) વોરા વખતચંદ હીરાચંદને ખાતે જમે.

ખા. પા. ૩

૨૦૦૦) શાહ. ગાણેકચંદ કેશવજી ગામ. વઢવાણવાળાને ખાતે ઉધાર.

૨૦૦૦) ઘઉં કળશી ૫૦) દર ૩ ૪૦) લેખે તમારા ગુમાસ્તા મગન હરીભાઈને ભ-

રો. પા. ૫

૫૦૦) શાહ. માણેકચંદ કેશવજીગામ વઢવાણવાળાને ખાતે જમે.

૫૦૦) નગદ રોકડા મુંબઇગરા ધઉં કળસી. ૫૦) મંગાવ્યા તે પેટે તમારા ગુમાસ્તા મગન હરીભાઇ હસ્તુ આવ્યા તેના

ખા. પા. ૬

૨૦૦૦) શ્રી ધઉં ખાતે જમા.

૨૦૦૦) ધઉં કળશી. ૫૦) દર ૩ ૪૦) લેખે શા. માણેક ચંદ કેશવજીને ખાતે ઉધાર.

ખા. પા. ૪

૫) શ્રી વ્યાજ ખાતે જમે.

૫) કાંધાની મંડામણીના પગી. મેઘજી ભલાને ખાતે ઉધાર.

ખા. પા. ૪

૬૧૫૬)૧૨ાા

રાખ્યા તેના તે શ્રી ધઉંખા-તે જમા કરીને.

ખા. પા. ૬

૫૮૪ા= વોરા. વખતચંદ હીરાચંદ-ને ખાતે ઉધાર.

૫૦૦) નગદ રોકડા મું-બઇગરા.

૮૪ા= ૩૧૦૦) બાબાશા-ઇ દર ૩ ૮૪ા= લેખે

૫૮૪ા=

હા. ગુમાસ્તો લીલાધર ભ-રી આવ્યો.

ખા. પા. ૨

૧૫ાા= શ્રીવટાવખાતે ઊધાર.

૧૫ાા= વોરા. વખતચંદ હી-રાચંદની દુકાને ૩ ૧૦૦) બાબાશાઈ ભ-ર્યા તેના વટાવના.

ખા. પા. ૬

૪૧ાા= પગી. મેઘજી ભલાને ખાતે ઉધાર.

૩૬ાા નગદ રોકડા મુંબઇગરા
૦)= છૂટા પૈસા ૮
૫) કાંધાની મંડામણીના તે વ્યાજખાતે જમે.

૪૧ાા=

તે સિવાય ૩ ૮ા= ખાતાના બાકી હતા જુમલે ૩૫૦) કાંધુ માંડયું

તેમાં ઠરાવ એવો કે માસ ૧

રો, પા. ૬

એકે ૩૧૦) ભરવા, ન
ભરે તો માસ ૧) ૩૧)
એકે દોકડા ૧॥ લેખે વ્યા
જ ચડે.

ખા. પા. ૩

૬૦૪૧॥=

૧૦) શાહ નથુ હરખચંદને ખાતે
ઉધાર.
૧૦) ૩૫) નગદ રોકડા મું
બઈગરા તમોને આપેલા
તેને બદલે ભૂલથી જમે
કરી ગયા તેના.

ખા. પા. ૨

૬૦૫૧॥=

૧૦૪॥૦ શ્રી પરાંત જણસે.
૯૯॥ નગદ રોકડા મુંબઈ-
ગરા.
૫)૦ છૂટા પૈસા ૩૨૦ ને
૦॥ પાઈ.
૧૦૪॥૦

૬૧૫૬)૧૨॥

સંવત ૧૯૪૧ ના ચૈત્ર શુદ ૧ વાર ભોમે તા૦ ૧૭ માહે માર્ચ સન ૧૮૮૫

જ | ઉ
--- | ---

૧૦૪॥૦ શ્રી પરાંત જણસેછે.
૧૦) પગી મેઘજી ભલાને ખાતેજમે
૧૦) નગદ રોકડા મુંબઈગ
રા કાંધા પેટે ભરી ગયોછે.

ખા. પા. ૩

૯૭॥ શ્રી ઘી ખાતે જમે.
૯૭॥ ઘી મણ ૫) શ્રી ગામ.
વઢવાણના શા. માણેકચંદ કે
શવજીના હસ્તુ ખાતે ઉધાર.
દર ૩ ૧૯॥ નું
ખા. પા. ૪

૨૫) શાહ. નથુ હરખચંદને ખાતે
ઊધાર.
૨૫) નગદ રોકડા મુંબઈગરા
હા. પોતાને ઘીમણ ૫૦)
દર ૩૧॥ ને ભાવે જેઠ સુદ
૧ ના વાયદાનું સદી કર્યું તે
પેટે બાનામાં આપ્યા.

ખા. પા. ૨

૯૭॥ શ્રી ગામ વઢવાણવાળા શાહ.
માણેકચંદ કેશવજીના હસ્તુ ખા-
તે ઊધાર.

રો. પા. ૭

૧૨૯। શ્રી અમદાવાદના પરી. કસળ-
ચંદ વછરાજને ખાતે જમા
ફાગણવદ ૧૨ શુકરે
૧૨૯। રેશમાં ધોતી જોટાનં૨૦
૧૨૬) ધોતીજોટા નં ૨૦
દર ૩૭)લેખે ૩૧૪૦) થાય બાદ ટકા દશ વળતે. ૩૧૪) જતાં ૩૧૨૬)ખરીકીમતના
૩। ખરા જાતના.
૧) ખાદી હાથ. ૮ બાંધણ સારૂ.
૦। રેલવે પરલેઇ જવાની મજુરી
૨) વઢવાણ સુધી રેલવેભાડાના
૩।
૧૨૯।
તમારા ભરતીઆ મુજબ ખરીદ ખાતે ઉધારીને. તેનો વાયદો માસર નોકર્યોછે

ખા. પા. ૭

૩૪૧।૦।

૯૭।। ધીમણ ૫) વેચવા સારૂ મેગણ. અલી ઉમર સાથે મોકલ્યું તેના દર ૩ ૧૯।। લેખે.

ખા. પા. ૭

૧૩૧)૦। શ્રીખરીદ ખાતે ઉધાર.
૧૨૯। રેશમી ધોતી જોટા નં ૨૦.
૧૨૬)ધોતીજોટાનં૨૦દર૩૭ લેખે ૩૧૪૦ ) થાય બાદ ટકા દશ વળતે ૩૧૪) બાદ જતાં ૩૧૨૬) ખરા.
૩। ખરા જાત.
૧) ખાદી હાથ ૮ બાંધણસારૂ.
૦। રેલવેપર લેઇજવાની મજુરી.
૨) વઢવાણ સુધી રેલવ ભાડાના
૩।
૧૨૯।

તે શ્રી અમદાવાદના પરી. કસળચંદવછરાજને ખાતે જમા.
૧।।।૦ વઢવાણથી રાજકોટ સુધી ભાડાના હા. મેમણ. અલી ઉમરને.
૧૩૧)૦।

ખા. પા. ૪

૨૫૩।।૦।

૮૭।। શ્રીપરાંત જણસે.
૮૪) નગદ રોકડા મુંબઇગરા
૩।। છૂટા પૈસાનં.૨૪૦
૮૭।।

૩૪૧।૦।

